

# રૉયલ નાટક મંડળી.

# એક જ ભૂલ.

## નાટકનાં ગાયનો અને ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

રૉયલ નાટક મંડળીના માલેકો, મુંબાઇ.


લેખકઃ—

રા૦ રા૦ મૂળશંકર હરીનંદ મૂળાણી.

ડાયરેક્ટરઃ—

મી૦ સોહરાબજી મેરવાનજી કાત્રક.



શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે.

આવૃત્તિ ૫ મી. પ્રત ૫૦૦૦





સને ૧૯૨૨


કીંમત ચાર આના.

# એક જ ભૂલ.

## નાટકના મુખ્ય પાત્રો.



### પુરૂષ–પાત્રો.

બિહારી..............એક અમીર.

જગદીશ..............એક વકીલ.

લલિત..................જગદીશનો દીકરો.

ડાયો......................
નાગલો....................  } બિહારીના નોકર.

બંબુક....................એક રખડુ.

### સ્ત્રી–પાત્રો.

મેનાં....................બિહારીની સ્ત્રી.

કાન્તિ...................તેની દીકરી.

રમણી....................જગદીશની નવી પરણેલી સ્ત્રી, લલિતની ઓરમાન મા.

શોભા....................ડાયાની વહુ.

મણી મોહન...........તેના છોકરાં.

કમળા....................બંબુકની વહુ.

ડાયાનો ડોસો, શરાફ, પોલીસ, ન્યાયાધીશ, વકીલ, કેદી, સીપાઇ, વગેરે.

# એકજ ભૂલ.

## નાટકનો ટુંક સાર.



અનીતિને માર્ગે કરેલી એકજ ભૂલનાં પણ કેવાં દુઃખદાયક પરિણામ આવે છે, એ આ નાટકમાં બતાવવામાં આવ્યું છે.

### અંક ૧ લો.

**મંગળા ચરણ**–સુત્રધાર અને નટી, ધન મળવાથી માણસની મતિ કેવી બદલાઇ જાય છે, તે વિષે ચર્ચા કરે છે.

**પ્રવેશ ૧ લો**–અમીર બિહારીને તેના કાકાનો વારસો મળ્યો છે. તેના આનંદમાં મિત્ર તથા સ્ત્રી મેના અને દીકરી કાન્તિ સાથે ગમ્મત ઉડાવે છે. બિહારીએ એક ઉડવાનો સંચો શોધેલો છે. તેનો નકશો લાવી આપવાને માટે તેના નોકર નાગલાને કોઇએ ત્રીસ હજાર રૂપીઆનો લાંચ આપી છે. એપરથી નાગલો આ વખતે તેનો નકશો ઉતારે છે. બિહારીનો બીજો નોકર ડાગો એ વાત બિહારીને કરે છે. તેથી તે નાગલાને કાઢી મુકે છે. આથી નાગલો તેની ઉપર વેર લેવાનો ઠરાવ કરે છે. વકીલ જગદીશની સ્ત્રી રમણી બિહારીએ કરેલો સંચો જોવાના કુતુહળથી આવે છે. પણ બિહારીને જોતાં તે તેની ઉપર મોહી પડે છે એવી અસર બિહારીને પણ થાય છે. પછી રમણીના કહેવાથી તે તેને સંચો બતાવે છે.

**પ્રવેશ ૨ જો**—બાયડી ગુજરી ગયા પછી ડાયાયે પોતાના કાકા પાસે સોગન ખાધેલા કે હવે પછી હું નહીં પરણું, છતાં શોભાને પરણ્યો. અને કાકાથી એ છાના છુપાવી રાખતો. એથી અકળાઇ શોભા કાકા પાસે એ વાત કહેવાની હઠ લે છે. એટલામાં કાકો આવે છે. પણ

વાત જાણતાં કાકો ડાયાને વારસામાંથી બાતલ કરવાની ધમકી આપે છે. એટલે ડાયો પરણવાની વાત નામુકર જાય છે. એટલે કાકો શોભાનો વર મરી ગયો છે એમ સમજી, તેનાં પુર્નલગ્ન કરવાની હઠ લઇ બંણુક નામના એક છટકેલાને રજુ કરે છે. એથી શોભા ગભરાય છે. પણ ડાયો તેને હિમ્મત રાખવા કહે છે.

પ્રવેશ ૩ જો—એક દિવસ રમણીની ગાડીની પાછળ અમીર બિહારી પણ પોતાની મોટરમાં જાય છે. ફરવાની એક એકાંત જગાએ આવતાં બેઉ વચ્ચે પ્રેમની વાતચીત થાય છે. એટલે ડાયો આવીને ખબર આપે છે કે શરાફ મોટાર પાસે ઉભેલો છે. સરકાર તરફથી સંચા બનાવવાનો હુકમ અમીરને મળેલો. પણ તે બનાવવાના પૈસા પોતાની પાસે ન હોવાથી તેણે પૈસા વ્યાજે લેવા માટે એક શરાફને બોલાવેલો. શરાફ એ બોલ સાંભળતાંજ રમણી ને ત્રાસ થાયછે, કેમકે તેણે ધણીથી છાનાં કરેલાં કરજનાં નાણાં ભરી દેવા કોઇ શરાફ તેના ઉપર દબાણ કરતો હતો. તેથી અમીર પૈસા લેવાનો છે, તેમાંથી થોડા પૈસા મેળવવાની તેને લાલચ થાય છે. એથી શરાફે સખત વ્યાજ કહેવા છતાં તે અમીરને તે રૂપીઆ લેવા ઉશ્કેરે છે. અમીર દોઢ લાખ રૂપીઆ લઇ લખાણ ઉપર સહી કરે છે. શરાફ ગયા પછી રમણી પોતાની કરજના દુઃખની વાત કરે છે, ને એક નાની રકમ માગે છે. તે બિહારી આપે છે ને વધારે લેવાની સુચના કરે છે, તે પરથી તે બીજી બાબત માટે બીજી રકમ માગે છે. પછી જેમ જેમ બિહારી આપતો જાય છે, તેમ તેમ તેને વધારે લાલચ થઇ તે વધારે માગતી જાય છે, ને મોહથી આંધળો થયલો બિહારી તેને લગભગ બધા રૂપીઆ આપી દે છે. તે લઇ રમણી જાયછે. રમણી ગયા પછી સ્થિતિનું ભાન આવતાં બિહારીને પસ્તાવો થાય છે.

પ્રવેશ ૪ થો—નીશાળેથી છુટેલી કાન્તિ અને તેને તેડવા ગયેલા શોભા બિહારીની મોટાર નાકળવાના વાટ જોતાં હોય છે, ત્યાં નાગલો તેમને જોઇ કાન્તીને પકડી ઉઠાવી જવા છોકેલા બંભુકને ઉશ્કેરે છે; કાન્તીની ચીસથી વકીલ જગદીશનો દીકરો લલિત આવી, બંભુકના હાથમાંથી કાન્તિને છોડવે છે. આ પ્રસંગથી બન્ને વચ્ચે પ્રીતી થાય છે. લલિત ગયા પછી કાન્તિ તેની પાછળ જોતી ઉભી હોય છે ત્યાં વકીલ જગદીશ આવે છે. સામેથી એક મોટાર ધસતી આવતી જોઇ તે કાન્તિને રસ્તામાંથી ખસી જવા કહે છે, પણ બેફામ કાન્તિ તે સાંભળતી નથી, એથી તેને કચરાઇ જતી બચાવવા જગદીશ તેનો હાથ ઝાલી ખેસવે છે. પણ એટલામાં તેને પોતાને મોટારનો ધક્કો લાગવાથી તે પડી જાય છે એ મોટાર બિહારીની. એની વ્હાલી દીકરીને બચાવવા જનારનેજ બિહારીને હાથે અજાણપણે આ બીજીવાર નુકસાન થાય છે. પહેલી વાર એની સ્ત્રીની મતિ ફેરવીને ને બીજી વાર મોટારથી કચરીને.

પ્રવેશ ૫ મો—અમીરને ત્યાંથી રજા મળ્યા પછી નાગલો ચરાકને ત્યાં નોકર રહેલો. તેને અમીરે રૂપીઆ લીધાની ને રમણીને આપી દીધાની ખબર છે. તેથી તે મતલબની એક ચીઠી તે અમીરની સ્ત્રી મેનાને મોકલે છે. એ ચીઠી વાંચી મેનાને ઘણું દુઃખ થાય છે. બિહારી પણ પોતે કરેલી ભુલથી પસ્તાતો હતો, તેને મેનાનું દુઃખ જોઇ ઘણું લાગે છે, અને ફરીથી એવી ભુલ ન કરવા ઠરાવ કરે છે. એટલામાં રમણીની ચીઠી આવે છે. પહેલાં તેને ફેંકી દે છે. પણ પછી એક વાર મળી આવવાનું મન કરે છે. એટલામાં કાન્તિ આવી વકીલને જોવા જવાની વાત સંભારી આપે છે, તેથી તે વકીલને ઘેર જાય છે.

પ્રવેશ ૬ ઠો—બાપના કહેવાથી જરા વહેલી આવેલી કાન્તિને અહીં ખબર પડે છે કે લલિત તે પોતાને બચાવનાર વકીલનો દીકરો થાય. પણ લલિતને કાન્તિ કોણ છે તે

ખબર નથી એ અજ્ઞાનનો લાભ લઇ કાન્તિ લલિતની મજાક કરે છે. એટલામાં અમીર આવવાથી કાન્તિ કોણ તે લલિત જાણે છે. લલિત બાપને ખબર આપે છે તેથી તે અશક્ત છતાં પણ રમણી સાથે અમીરના કુટું-બને આદરમાન આપવા સામો આવે છે. હવેજ અમી-રને ખબર પડે છે કે જેનાથી પોતે મોહ પામ્યો હતો, તે તો પોતાના ઉપર ઉપકાર કરનારનીજ સ્ત્રી છે. તેથી તેને પોતાને માટે ધિક્કાર ઉપજેછે. બધાં ઘરની અંદરના ભાગમાં જાય છે, તે વખતે રમણી અમીરના આડી ફરી તેને રોકે છે. પણ અમીર તેની પ્રીતીની વાતને તુચ્છકારી કાઢે છે. અને તેને ધર્મને રસ્તે ચા-લવાની શીખામણ આપે છે. તે બહુ રીતે સમજાવે છે પણ નાદાન રમણીને ગળે એ શીખામણ ઉતરતી નથી ભોગ જોગે શરાફે કાંઇ કામે મોકલેલો નાગલો ત્યાં આવેલો, તે નીરાશ થયેલી રમણીને વેર લેવા ઉશ્કેરે છે. રમણી જીવપર આવી જઇ અમીરને મારવા જાય છે, પણ તેજ પળે અમીરની નજર તેના ઉપર પડવાથી તે સામી પીસ્તોલ તાકે છે.

## ટેબલો.

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—નાગલો રમણીને કહ્યા કરે છે કે તમે ગમે તેમ કરી એકવાર મને અમીરને ઘેર લઇ જાઓ. આજ કાન્તિના જન્મ દીવસ હોવાથી એ બ્હાને રમણી ફળફુલની છાબ ઉપડાવી નાગલાને સાથે લાવે છે, નાગલો એકાન્ત જોઇ અમીરના સંચાનો મુખ્ય ભાગ તળાવમાં ડુબાડી દે છે અને પછી અમીરનો એક ઝબ્બો પહેરી લઇ, અમીરના ઘરની સામેજ રહેતા પોતાના શેઠ શરાફને ઘેર જાયછે, અને શરાફને ઉશ્કેરે છે. તેથી શરાફ આવી પોતાના પૈસા તરત ભરી દેવાનું અમીર ઉપર દબાણ કરે છે. અમીર ગુસ્સે થઇ તેને મારે છે. પણ તે ગયા પછી કોઇ ઓળખીતા પાસેથી રૂપીઆ ઉછીના લેવા જાય છે

રાતનો વખત ને ઠંડી હોવાથી નાગલો પહેરી ગયો એવોજ એક બીજો ઝભ્ભો ટીંગાતો હતો તે પોતે પહેરી જાય છે. દૈવ સજા કરવા ચહાય ત્યારે આમ ભૂલવે છે. શરાફ અમીર પાસે આવ્યો તે તકનો લાભ લઇ નાગલો શરાફની તીજોરી ઉઘાડી અંદરથી નોટોની ચોરી કરે છે. પણ એટલામાં શરાફ પાછો આવી જતાં બંને વચ્ચે મારામારી થાય છે, ને નાગલો શરાફનું ખુન કરે છે. ખુન કર્યા પછી એ ખુન અમીર ઉપર ઢોળી પાડવાના ઇરાદાથી તે, અમીરનો ઝભ્ભો તથા છરો ત્યાંજ પડતાં મુકે છે, અને રમણી પાસે આવી ચોરેલા નોટો અમીર ઉપર મોકલવા કહે છે. નાગલે ચોરી ને ખુન કર્યાં તે નજરે નજર જોનારી રમણી નોટો મોકલવાની ના પાડે છે. એટલે તેને મારી નાખવાની ધમકી આપી નાગલો તેની પાસે ચીઠી લખાવે છે કે " વ્હાલા, તમે મારી પાસે રૂપીયા માગતાતા તે મેં આ સાથે પાછા મોકલાવ્યા છે " અને તે ચીઠી તથા નોટો એક કવરમાં બીડી, તે ઉપર અમીરનું શીરનામું કરાવી, તે કવર ટેબલ ઉપર મૂકે છે. એટલામાં સામે શરાફને ત્યાં પોલીસ આવેલ જોઇ બેઉ જણા ન્હાસી જાય છે. એટલામાં અમીર બહારથી નીરાશ થઇ પાછો આવે છે. ટેબલ ઉપર પોતાના નામનો કાગળ જોઇ ફોડી રમણીની ચીઠી વાંચે છે, નોટો ટેબલમાં મુકે છે ને ચીઠી ને કવર બારીમાંથી બહાર ફેંકી દે છે. હવે બને છે એમ, કે જ્યારે નાગલો શરાફનું ખુન કરતો હોય છે, ત્યારે ઓચિંતાજ મેના તથા શોભા તે દેખે છે, અને તેણે અમીરનો ઝભ્ભો પહેરેલો હોવાથી, તેમજ તેનું મોં દેખાતું ન હોવાથી અમીર એ ખુન કરે છે એમ બેઉ માની બેસે છે. એટલે અમીર જ્યારે મેનાને નોટો બતાવે છે ત્યારે તે, અમીરે ખુન સાથે ચોરી પણ કરી એમ માને છે. ને સામે પોલીસને જોઇ તે અમીરને નાસી જવા કહે છે. એટલામાં પોલીસ આવી શક ઉપરથી અમીરને

પકડે છે. અમીર તેનાના વ્હેમનું કારણ હવે સમજે છે. ને તેનાથી દુઃખથાં એની મોહબતનું ખોવી જવાય છે, કે મારી સ્ત્રી જેમા મારામાં અખંડ વિશ્વાસ હાવો જોઇએ તેજ મને ખુની ધારે છે, લઇ જાઓ મને ગમે ત્યાં. હવે મારૂં આહે તે થાય તેની મને પરવા નથી. તેના આ બોલો તેને નુકસાન કરનાર થઇ પડે છે. પોલીસ તેને પકડે છે.

પ્રવેશ ૨ જો—કાકાએ કુંના કન્લી પીડા કેમ પતાવવી, એ વિચારથી ડાયો બંબુકના પાછળ પડી તેના ઘરની હકીકત જાણી લે છે, ને તેની બાયડીને પોતાને ઘેર લાવે છે. હવે બંબુક પોતાની સાથે પોતાના દોસ્તદારો અને પોલીસને લઇ પરણવા આવે છે, ને કન્યાને હાજર કરવા કહે છે. ડાયો પહેલાં તો શોભાને લાવે છે, પણ પછી બાનું કાઢી તોફાન ઉભું કરે છે. બધાનું ધ્યાન તે તરફ ખેંચાય છે, એટલામાં શોભા ચાલી જાય છે. ને તેની જગ્યાએ બંબુકની વહુ કમળા આવીને ઉભી રહે છે પછી બંબુકના ઘરબાર માલમીલકત બધુ વહુની માલેકીનું થાય એવું એક લખત ડાયે તૈયાર કરેલું તે ઉપર ડાયો બંબુકની સહી લે છે ને તે લખત કમળાને સોંપે છે. હવે બંબુક જુવે છે કે પરણેલી બાયડીને છોડી બીજીને પરણવા જતાં પોતે ફસાયો. ડાયો તેને ધમકી આપે છે કે હવે આ કમળા મારી બેન છે, માટે હવે પછી જો એને જરા પણ દુઃખ દીધું છે, તો પછી મારી માથે કામ છે.

પ્રવેશ ૩ જો—કાન્તિની જન્મ ગાંઠ હોવાથી લલિત તેને કાન્તિની કુઇને ત્યાં પાર્ટી કરેલી ત્યાં લઈ જાય છે. જુદી જુદી જાતનાં સ્ત્રી પુરૂષો ત્યાં એકઠાં થયેલાં છે, તેમાં સ્ત્રીની સ્વતંત્રતા સંબંધી ચર્ચા ચાલે છે. કાન્તિ પહેલાં તો તેમાં કાંઇ વધારે ભાગ લેતી નથી. પણ જ્યારે લલિત, સ્ત્રીઓનો દરજ્જો સ્વાભાવિક જ ઉતરતો છે એમ બોલે છે, ત્યારે તે ચમકે છે, અને અનેક દલીલોથી, સ્ત્રી

અને પુરાવા એઓના દરરોજ ખરેખર કેવા છે, તે સાબીત કરી બતાવે છે. પ્રેમી લલિત કાંતિ અને તેને ઘર પહેચાવે છે, એટલામાં ખબર આવે છે કે તેનો બાપ ખુનના વાંક માટે પકડાયો છે.

પ્રવેશ ૪ થો—રમણીને હૃદયનો ડંખ લાગે છે. ને બાવરી જેવી ફરે છે તેનો પ્રેમાળ પતિ તેને આશ્વાસન આપવાનું કરે છે, તેમ તેમ તેને વધારે દુઃખ થાય છે. એટલામાં ઓફીસમાંથી ચીઠી આવે છે કે આજ અમીરનો કેસ છે. જગદીશ અમીરને અંતઃકરણથી મિત્ર સમજે છે. એટલે પોતાનામાં શક્તિ નહોતી, તો પણ તે મિત્રને બચાવવા કોરટમાં જવા નીકળે છે. એટલામાં તેને યાદ આવે છે કે ખુન થયું તે વખતે રમણી અમીરને ત્યાં હતી. તે પરથી તે તેને કાંઇ ખબર હોય તો કહેવાનું કહે છે. પણ રમણી ના મુકર જાય છે. જગદીશ તેને પોતાના સોગન ખાવા કહે છે તોપણ તે ખાય છે. એટલે જગદીશ મનથી કચવાતો કોર્ટમાં ચાલ્યો જાય છે.

પ્રવેશ ૫ મો—અમીરથી વગર વિચારે બોલાઇ ગયેલા બોલોને લીધે તેની સ્ત્રી અને દાસીને તેનીજ સામે સાક્ષી તરીકે રજુ કરવામાં આવે છે. દાસી ગભરાઇ અમીરે ખુન કર્યું એમ કહી દે છે. મેનાને બોલાવતાં તે મનમાં બોલે છે કે, હે પ્રભુ, હું જનમારામાં કોઇ દીવસ જુઠું બોલી નથી. પણ આજ મારા પતીના પ્રાણ બચાવવા જુઠું બોલું, તો હે દીન બંધુ, મને માફ કરજે. સરકારી વકીલના સવાલના જવાબમાં તે પોતે કાંઇ જાણતી નથી એમ કહે છે. પણ સરકારી વકીલ અંતે સફાઇથી તેને સવાલોની જાળમાં સપડાવે છે, અને અમીર ખુની છે એવું તેને મોઢેજ બોલાવવાનો પ્રયત્ન કરે છે. મેનાં ગભરાઇ જાય છે. પણ વકીલ જગદીશ તેની મદદે આવે છે. તે વકીલે બાંધેલી ઇમારતને તોડી પાડે છે. જુદા જુદા મુદ્દાથી અમીર નીર્દોષ છે ને ખૂન કરનાર, આ નોટો મોકલનાર છે, એમ તે બતાવી આપે છે. એટલામાં કાન્તિ અમીર ઉપર રમણીએ લખેલી ચીઠી રજુ લાવીને

કરે છે. જગદીશ એ ચીઠી લખનારનું નામ અમીરને પુછે છે પણ અમીર એ નોટો મોકલનાર જગદીશનીજ સ્ત્રી હોવાથી તેમજ તેના પ્રેમ સંબંધનું સગન હોવાથી શરમથી બોલી શકતો નથી. નાગલો તે કોર્ટમાં હાજર છે. તે જગદીશ ઉપર ચીઠી લખી તેને જણાવે છે કે એ મુદ્દાની ચીઠી તમારી સ્ત્રીની લખેલી છે. એ વાત જાણતાં તેનું દીલ તૂટી જાય છે. આ ધાસ્રાથી તે બચવા પામતો નથી. તે થોડાજ દીવસમાં મરી જાય છે. અમીર નીર્દોષ છે એમ ચોખ્ખું પુરવાર ન થવાથી કોર્ટ તેને જન્મ ટીપની સજા કરે છે.

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—અમીરનાં ઘરબાર વેચાઈ જવાથી સાધારણ સ્થિતીમાં આવી ગયેલાં મેનાં ને કાન્તિ એક સાધારણ ઘરમાં રહે છે. મેનાંનું શરીર ઘસાઇ ગયું છે. વફાદાર ડાયો ને શોભા તેના દુઃખનાં ભાગીદાર થઇ તેની સાથેજ રહ્યાં છે. વકીલનો દીકરો લલિત તેમની સંભાળ રાખે છે. લલિતનો તાર આવે છે કે ડાયાનું કામ છે માટે મોકલો. તે પરથી મેનાં તેને મોકલે છે.

પ્રવેશ ૨ જો—પત્થરની ખાણમાં અમીર પત્થર ફોડતો દેખાય છે. તે પોતાનાં પાપનો પસ્તાવો કરે છે. ત્યાં એક કેદી આવી તેને તેના ઘરબાર વેચાઇ ગયાના તથા તેની સ્ત્રી સખત બીમાર થઇ મરી ગયાના ખબર આપે છે. મા વગર એકલી થઇ પડેલી પોતાની દીકરીનું શું થશે એ વિચારે ઉશ્કેરાઈ તે એક દરોગા ઉપર હલ્લો કરે છે, અને તેનાં કપડાં તથા બંદુક લઇ નાસી જાય છે. સીપાઇઓ તેને પકડવા તેની પાછળ પડે છે.

પ્રવેશ ૩ જો—કાન્તિ અને તેનાં માબાપનું કેમ ઠીક થાય એ ચિન્તામાં ફરતા લલિતને ખબર પડે છે કે, અમીરના સુના મહેલના તળાવમાંથી નાગલો સંચો કાઢી ગયો. તે પરથી તેણે તાર કરી ડાયાને બોલાવેલો. લલિતને

મણી કહેલી મસલત પ્રમાણે ડાગો બની મારફત નાગ-
લાને લલચાવે છે, કે એ નવાબ આવે છે, તે એ
સંચો સરકારને ભેટ કરવા ચાહે છે. માટે તને સારી
રકમ આપશે. પછી ડાયો નવાબ બને છે. નાગલો તેને
સંચો ભેટ કરે છે. પછી તેને ખબર પડે છે કે આતો
બનાવટ છે. તે પરથી તે ગાભો થાય છે. પણ એજ
વખતે ડાયો પોલીસના પોષાકમાં દેખાવ દઈ તેના ઉપર
ચોરીનો આરોપ મુકી તેને પકડવાનું કરે છે. એથી ગ-
ભરાઈ નાગલો નીરાશ થઈ ચાલ્યો જાય છે. ડાયો એ
સંચો લલિતને આપે છે. ને લલિત તે સરકારમાં મોકલે
છે. અને તેની મહેનતથી સરકાર તે સંચો એમને એમ
ખરીદી લે છે.

પ્રવેશ ૪ થો—એ કામ કર્યા પછી લલિત કાન્તિને મળવા આવે
છે. બેઉ પ્રેમની વાતો કરતા જાય છે. પાછળ ઘરમાં
આગ લાગે છે. મણી મોહન ચીસો પાડે છે. ઘરમાં
કોઈ નહી હોવાથી માંદી મેના બળી મરશે એમ લાગે
છે. એટલામા નાઠેલો અમીર ત્યાં આવે છે. ને અંદર
જઈ મેનાને બચાવી જંગલમા લઈ જાય છે.

પ્રવેશ ૫ મો—પછી તેને ખબર પડે છે કે મેના તો મરી નથી
ગઈ પણ તે જીવતી છે. અહીં બધાનો મેળાપ થાય છે.
લલિતને લીધે પછી સારી સ્થિતિ આવશે એ વાત ડાયો
અમીરને સમજાવે છે. અમીર પરદેશ ચાલ્યા જવાનો
વિચાર જણાવે છે. તે તકે લલિત કાન્તિની માગણી
કરે છે. પણ પોતાના ઉપરથી ખુનનું કલંક જાય નહીં
ત્યાં સુધી કાન્તિને આપવાની અમીર ના પાડે છે. અને
બેઉ પ્રેમી દુઃખથી છુટાં પડે છે.

પ્રવેશ ૬ ઠો—અમીર ઉપરનું કલંક કેમ મટે એ વિચારમાં ગુંચા-
યલા લલિતને સાંભરે છે કે તેના બાપ ઉપર એક ચીઠી
આવી હતી. મરી ગયેલા બાપનાં જુનાં કાગળીયાં વીખી
તેમાંથી તે ચીઠી ગોતી કાઢી વાંચે છે. પણ વાંચતામાં
તો તેને પોતાની નરી માજ એ ભયંકર કામની

ગુન્હેગાર છે એમ સમજાય છે. ધણીના મરણ પછી રમણીનું પણ દીલ તુટી ગયું છે. તે દરવાઇને આવરદા પુરી કરે છે. તે આવી દીકરાને થયેલા દુઃખનું કારણ પૂછે છે. લલિત તેને વાકી બતાવે છે. રમણી જુવે છે કે દીકરાએ પણ વાત જાણી. ઝેર જેવી જીંદગીનો ભાર વેઠતી રમણીને હવે દીકરાના કલ્યાણની ઇચ્છા થાય છે. ને તે પરથી તે અમીરના કુટુંબને, પોલીસને ને નાગલાને તેડાવે છે. બીજાં બધાને સંતાડી ને એકલી નાગલા સાથે વાત કરે છે અને ખુન ને ચોરી કરનાર અમીરે નહી પણ નાગલો છે, ને અમીરે રમણીના પ્રેમને તુચ્છકાર્યો હતો એ એ વાતો તેને મોઢેથી કઢાવે છે. એ સાંભળતા હર્ષ ઘેલી મેના બહાર ધસી આવે છે, એટલે બીજાં પણ બહાર આવે છે. પોતે સપડાયેલો જોઇ નાગલો રમણીને પીસ્તોલ મારે છે. પોલીસ નાગલાને પકડે છે. રમણી મેનાં પાસેથી કાન્તિ માગી તેનો હાથ લલિતના હાથમાં આપે છે, અને પછી પતીના ચરણમાં પહોંચવાનો આશીર્વાદ માગતી આનંદથી મરે છે.



# એકજ ભૂલ.

## નાટકનાં ગાયનો.

---

સૂત્રધાર—કૃષ્ણ કૃપાળુ કલ્યાણ કરજો.

મુનીજન નિયમિત માર્ગ વિચરવા

મતિ કરૂં, બલ બલ બાંધવ વિતરજો....કૃષ્ણ.

સદ્‌ગીતણી આ નાટ્ય ભૂમીથી

ઉદ્ધરૂં એક કથાનક મધુરૂં,

હે રસનાયક, સુરસ ભરજો—કૃષ્ણ.

૨

નટી—દીઠું ચલિત ચિત થાતું અમીરનું.

નૂર જાતું બદલાતું અમીરનું (૩)—દીઠું.

સાખી.

નજર હતી નેહે ભરી, વાણી ભરી વીવેક,

દયા ભર્યું હૈયું હતું, હતી ધર્મની ટેક;

સૌમ્ય રૂપ દરસાતું અમીરનું (૩) દીઠું.

ગરીબ વેળામાં હતી અંતરનીજ સગાઇ,

આજ દીઠે નવ ઓળખે, "કેદી મળ્યાતા ભાઇ?"

માન ક્યાંઈ ન સમાતું અમીરનું. (૩)—દીઠું.

૩

નાચનારી—તુમ્હે યેહ કયા પડી લોગો યા વોહ જાને

યા મએં જાનું.

હટાએ ઇશ્કમેં જો સર ઉસીકો મર્દ મયેં જાનું—તુમ્હેં.

વોહ મેરી આંખકા તારા, મયેં ઉસકે દર્દકા મારા,

ફીરૂં જંગલમેં આ વારા યા વોહ જાને

યા મએં જાનું—તુમ્હેં.

બીછાઇ ઉશ્કકી ચોસર, લગાઈ જાનકી બાજી,

ફ્રશામોશીમેં દીલ હારા, યા વોહ જાને

યા મએં જાનું—તુમ્હેં.

૪

નાચનારીઓ—હટો જાઓ સેયાં, ન સતાઓ સૈયાં
જાનું ગતીઆં, તોરી બતિયાં,
માનુંગી મઍં નાંહી કનાઈ—હટો.
રએન ગંવાકે આયે, સોઓત રીઝાકે આયે,
મોહે જલાને આયે—જાઓ૦
સેજ સુની રહી ફુલોંકી છાઇ, રોતે રોતે
રાત ગંવાઈ, મઍંને, (૨)
આંસુ ઉભરે રહી મયેં ન્હાઇ,
તુમ તો બસાયે પરાયે લુટાયે
ખુદ માનો બધાઈ—જાઓ.

૫

કાન્તિ—બાપુ, પૈસાનો જોઈ ચળકાટ, મોહમાં ભૂલશો માં.
જોઈ ખોટો ગીલીટનો ઠાઠ, ડહાપણે ડુલશો માં.
લક્ષ્મી મળે કે લાલચૂડાં, તરત આવી ભરાય છે.
ખોટાં વખાણુ કરી કરીને, ખાલી ફોલી ખાય છે.
વળી વારસા હિસ્સાના કજીયા કોરટોમાં જાય છે.
સોલીસીટર બારીસ્ટરોનાં ખીસાં તાજા થાય છે.
જીતે તોયે મળે ઉની રાખ, એવી જીતે
ફુલશો માં.- જોઈ.
આને ઠગું આને લુંટું, એવા વિચારો કરાય છે.
ધન આવ્યું તે રહેશે કે નૈં, એ ફીકરમાંજ ફરાય છે.
સટ્ટા અને વળી રેસમાં જઈ વગર મોતે મરાય છે.
વળી જાય વંઠી દીકરા, ઘેર ઘેર હોળી થાય છે.
એવી માયા નચાવે છે જેમ તેમ બાપુ ઝુલશો માં-જોઈ.

૬

ડાહ્યો—ગોરી ગુલાબ તણો છો તું ગોટો.
મારા ઘરનો શણગાર,

મારાં મનનો ...
મારો વશ શું ...થી ...—ગોરી
લાડકી થઈ મને નચાવ,
કાલી થઇ જઈ મને સતાવે.
શોભા—આવા પાસે તે કોણ ફાવે?
ડોળ જેનો સાવ ખોટો—મારાં ઘરનો.

૭

છોકરીઓ—અજબ છબીલી તારી ગજબ ખુબી છે,
લલચાવ્યો લટકાળો,
જોઇલે જોઇલે જોઇલે આ ચપળ નેઐનનો
ચાળો—અજબ
બિહારી—આ ગાલની લાલી ઉપર બુલ બુલ
મરી મરી જાય છે.
રમણી—આ વહાલની પ્યાલી ઉપર મુજ મન
ઠરી ઠરી જાય છે.
નાગલો—આ વાંદરા ને વાંદરીનો ખેલ અહીયાં થાય છે.
ડાચો—ભાઈ! આમ બઇરી જોઇને દુનિયાં
દીવાની થાય છે.
છોકરીઓ—અંગને મરોડે પાડે પરવશ પ્રાણ
(એ તો)—જોઇલે.

૮

કાન્તિ—પ્રેમ પુષ્પોની મીઠી સુગંધે પધારજો હો સાહેબા.
મ્હેંક મીઠી ફેલાય, જોઈ મનડું લલચાય.
લલિત—દિવ્ય એ ફુલોનાં મધુર મધુને પીશું થઈ
મદમસ્ત—પ્રેમ.
કાન્તિ—લેજો ગુલાબ તણી મીઠી સુવાસને.
જોશો ન કાંટા પ્રીતીની મીઠાશને.
લલિત—એક મધુર તુજ કટાક્ષે થાય દીલનાં
દરદ દૂર—પુષ્પોની

૯

મેનાં--પિયુજી ગઈ વિસરાઇ રે.

હતી કેવી પ્રીતિ મુજ સાથે મધુર રે !--પિયુજી.

એ સુખ તે શું સમણાં થઈ ગયાં ?

આપ થયા પરનારે,

હવે જીવું પિયુ ! કહો કોના ઉપર ? રે--પિયુજી.

૧૦

કાન્તિ—વકિલાત અચ્છી કરી વાહવા !

શી વાત અચ્છી કરી વાહવા !

ખુબી ભરી વાહવા ! અરે વાહવા !—વકિલાત.

ક્રૉસ એગ્ઝામીનેશન કેવી હુશીયારી ભરી વાહવા !

લલિત—અરે ! શું તોફાન ! શી ફજેતી ! જાવા દેને.

કાન્તિ— વાહવા !

પુરા બારીસ્ટર થાવા,

છો કબુલ શિષ્ય કહેવરાવા..................વકીલાત.

૧૧

બિહારી--છે સદા સમય પાપેથી છુટવા, શીદ ડરે નાદાન?

શીદ ડરે નાદાન ! કંઈક તો સારી

શીખામણ માન (૨)—છે સદા.

જેમ પાપની ઝળકે મોહી, દોડે તું ભૂલી ભાન,

તેમ પુણ્યને સહેજ પકડ્યતો, થાય પરમ

કલ્યાણ—છે સદા.

સાખી,

જીવ મુસાફર શરીર હોડી ને છે મન રૂપી સુકાન,

મનથી મરવું મનથી તરવું, મનપર રાખ નીશાન.

કર્યું એટલું નાંખ કુવામાં, આજથી તજ તોફાન.

માંડ્ય ચાલવા સીધે મારગે, આજથી થઇ

સાવધાન—છે સદા.

છોકરીઓ--ઉત્સવ દિન આજે કુલડે વધાવો બાઈ.
આનંદ મંગળ સહુ વરતાવો આઈ--ઉત્સવ.
જન્મ દિવસ છે બેનનો આજે.
આશિષ આપો હિતકારી બાઇ, આજે—ઉત્સવ.
અક્ષત કુમકુમે મંગળ સ્વસ્તિક
આંગણે રચ્યો છે સુખદાઈ સર્વદા, આજે—ઉત્સવ.

૧૩

બધા—લગનની ચાખ મજા ચોંટી સજા.
બંબુક--બારજા ભુંડી—લગનની.
બધા--રખડતા રોઝ ખોટી મોજ હવે દાટી દે ઉંડી-લગનની.
પોતાની નાર તેનો પ્યાર તને એઝીઓ લાગે.
એમાં શું ગોળીયું વાગે?
બંબુક--હા ભાઇ હા ફસાયા, પરાણે પાંસરા હાલશું બાપ.
હાલો મારી માડી—લગનની.

૧૪

કાન્તિ--આપણે કરશું વકીલાત ત્યારે ભરશે કોણ પાણી?
છોકરીઓ—પછી ધણી ધણીયાણી થઇને મ્હાલશે રે બા.
કાન્તિ—આપણે પેરશું પાટલુન બુટ કોટ નેકટાઈ,
છોકરીઓ—પછી ધણી સેંથા ટપકી પાડી નાચશે રે બા.
કાન્તિ--આપણે થાશું સોલજર કરશું ઘુમ ફરરર.
છોકરીઓ--વરજી લેંઘા ચોળી પહેરી સાચવશે ઘર.
ઘાઘરા પલટણ કરશે દેશનો ઉદ્ધાર.
બધા--ઓ મારાં હીંદ તારો થઇ ગયો બેડો પાર!--કરશું.

૧૫

છોકરી—ઑન ઍન આયર્લૅંડ
નૉટ સો મૅની માઇલ્સ અવે,
વ્હૅર ધેર્સ નૉટ એ ગર્લ અબાઉટ. ટુ સી
ઓલ ધી પીપલ રીઝાઇડીંગ ઓન ધૅટ આયર્લૅંડ ધૅર

આર ઑફ ધી મૅસ્કયુલાઇન ફ્રેટરનીટી.
નૉટ એ બીટ ઑફ લેસ
ઍનીવ્હેર અબાઉટ ધી પ્લેસ
ધે ડોન્ટ નો વૅાટ એ ગર્લ ઇઝ વર્થ.
ધૅર ઇઝ પુઅર ઓલ્ડ મીસ્ટર હી
લીડઝ એ લાઇફ ઑફ મીઝરી
ધે ઑાલ વીશ ધૅટ ધે વેર ઑફ ધી અર્થ.

કોરસ.

અધ્યા—ઇન ધી લૅડ વ્હૅર ધેર આર નો ગર્લ્સ.
પુઅર ઓલ્ડ મૅન ઇઝ ફેરલી ઓન ધી શેલ્ફ
હી ડાઉટસ ટુ નો વોટ ટુ ડુ વીથ હીમસેલ્ફ
વ્હેન ધે સી એની ગૂ ગૂ આઇઝ,
ઇન ધ પેટીકોટ ઓર રોઝીશર્ટ,
વીધાઉટ સમ બોડીઝ ડૉટર,
હી ઇઝ એ ફીશ વીધાઉટ ધ વૉટર
ઇન ધી લૅડ વ્હૅર ધેર આર નો ગર્લ્સ.

On an island not so many miles away
Where there's not a girl about to see
All the people residing on that island there
Are of the masculine fraternity.
Not a bit of lace, anywhere about the place
They don't know what a girl is worth
There is poor old Mr. He
Leads a life of mysery
They all wish that they were off the earth.

CHORUS.

In the land where there are no girls
Poor old man is fairly on the shelf
He douts to know what to do with himself
Whee they see any goo goo eyes

In the petticoat or rosy skirt
Without some body's daughter
He's a fish without the water.
In the land where there are no girls.

૧૬

રમણી—હૃદય નિશદિન મુજ આ બળી જાયે,
જવળી રહી લાયે—હૃદય.
કર્યું કર્મ કારી, બની અત્રીચારી,
ડંખ તેનો દીલ મારૂં દે વિદારી,
પાપ તાપ હુથી નહીં જીરવાયે, હાય,
જવળી રહી લાયે,—હૃદય.

૧૭

મેના—પ્રભુરે, સંકટ આવું ઉતાર્યું તેં કાં આમ માથે ?
હાય ખુન કર્યું મુજ નાથે........હાથે, એ—પ્રભુરે.
પૂર્વ ભવે મેં પાપ કરેલાં, એ ફળ આવ્યાં સંગાથે,
રોજ મૃત્યુને અર્જ કરૂં છું, "બાપુ મને લે સાથે"
એ પ્રભુ રે.

૧૮

બીહારી—આ દુનીયાં છે જાદુની માયા,
પલપલ પલટી જાતી કાયા,
ગગને વાદળી રંગ છવાયા છવાયા—છે જાદુની૦
દીકરા દીકરી પતિને પ્રેમદા [illegible] બાંધવની જોડી,
એક એકને પકડી પકડી નાંખે કાળ વછોડી,
કોણુ રે કોના છે કહેવાયા કહેવાયા—છે જાદુની માયા.
કાળાં વાદળામાં જેમ વીજળી ચમકે ને મટી જાય,
એવા સુખના ચમકારામાં મોહ તને કાં આવે
યાદ કરી એને તું જગવાયા—જગવાયા—છે જાદુની માયા.

૧૯

**બધા**—જા મૂજી શયેતાન યેહુ એહુસાન સમજ લે
જીંદા જાતા હુયે તુ યહાંસેં
દેખનાં ભાલનાં હરદમ ઈસદમ—જા મૂજી.

**બંબુક**—કામ કૃત્તે થયું આપણું બચ્ચા.

**ડાયો**—કાકાકો કુછ માના કચ્ચા !

**નાગલો**—હું તો રહી ગયો હાથ મસળતો.

**બધા**—પાયા નતીજા સચ્ચા.
મારો ગોળી, ચાલો ડાંગી. પાજી હેવાન મૂજી—જા મુજી

૨૦

**કાન્તિ**—મને ભોળીને ભરમાવી રે મા, કેમ કરૂં ?
અણસમજુને ફોસલાવી રે મા, કેમ કરૂં ?
મારી પાસે પાસે આવે, છાની વાતો સંભળાવે,
મારૂં દિલ લલચાવે, પેલો ગરજી;
પ્યારી કહીને બોલાવે, એની પાસે કેમ ફાવે ?
એ તો સાંભળે ન એકે મારી અરજી;
છા–તી–માં–તો–અરરર રરરર અરરર રરરર
થાયરે મા, કેમ કરૂં ? - મને.
એના મોઢાંની મીઠાશ એ તો જાણે નાગપાશ,
પછી હોય કે ન હોય મારી મરજી;
કરે પરાણે એ પ્રીત, એ તે ક્યાંની હશે રીત ?
થઈ બેસે છે ધરાર મારો વરજી !
છા–તી–માં–તો–થરરર રરરર થરરર રરરર
થાયરે, મા કેમ કરૂં ? –મને.

૨૧

**અનુ-મોહન—**

મોરા બાંકા સિપઈયાજી આઓ,
મને પુરી ને હલવા ખીલાઓ.
(બાંકા સીપાઇની મા છે કાણી)
(ઈતો પારકાં ભરે છે પાણી)
(એનું ભાઇને ન ભાન, મારે ટપ્પાને તાન,)
(કરે આઠ રૂપીઆની કમાણી. આ-આ-આ—મોરા.)
(બાંકા સીપાઇને હાથે બંદુકડી)
(એની બે તેરમા નંબરની ટુકડી)
(એને માથે છે કૅપ, એનુ ભેજુ છે ગપ,)
(એના પેટમાં વીઆણીછે કુકડી. આ-આ-આ-મોરા.)

૨૨

કાન્તિ—સીધાવો હૃદય દેવતા મુને મનથી દઇ વીસારી
હુતો રહીશ તમારે વિરહે જોગણુ બાળ કુંવારી—સીધાવો.
સુખનાં સ્વપ્નાં વહી ગયાં, પાછળ રહી રાત અંધારી
કોને આધારે હું જીવું, એકલી અટુલી નારી ?
—સીધાવો.
જીવન અર્પ્યું આપ ચરણુમાં, એ ઉપહાર સ્વીકારી,
કદી યાદ કરશો તો માનીશ, સફળ ગતી થઇ મારી.
—સીધાવો.

—✻—

ટેલીફોન નંબર ૯૦૫૪

# રૂસ એન્ડ કંપની.

૩૭૫, હોરનબી રોડ, કોટ, મુંબઈ.



સ્ટીલ, બાર્સ, સળીઆ ગેલ્વેનાઈઝ શીટ્સ, સ્ટીલ બેલીંગ હુપ્સ, ટીનપ્લેટ્સ, કાંટાના તાર, ગેલવેનાઈઝ, તથા સ્ટીલના તારો, લોખંડ તથા ગેલવેનાઈઝ પાઈપ, એલ્યુમીનમ જર્મન સીલ્વર વગેરે વિલાયતથી મંગાવી આપનાર તથા કમીશન એજન્ટસ.

માલેકઃ—રૂસ્તમજી દોરાભાઈ તાતા.

આ પુસ્તક જૈન એડવોકેટ પ્રી. પ્રેસ અમદાવાદ ઘીકાંટાવાડીમાં શા ગીમનલાલ ગોકળદાસે છાપ્યું અને તે ગગન નાટકમંડળીના માલેકોએ (હાલ મુ૦ અમદાવાદ ઠે૦ ઘીકાંટા માતર થીએટરમાં)થી પ્રસિદ્ધ કર્યુ છે.